# પ્રેમયોગીનાં કાવ્યો.

પ્રસિદ્ધ કર્તા:

શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર ભટ્ટ.

ગુજરાત. બોરસદ.

પ્રથમાવૃત્તિ. સન ૧૯૧૩. પ્રત ૫૦૦

મૂલ્ય પાંચ આના.

# સ્મરણાંક.

## દિવ્યધામ વાસિનીઃ—

## ઘડી ઘડી યાદ આવતી માડી.

૧.



અહો! વ્હાલી માડી! તુજ ઉદરથી જન્મ ધરીને,
વિતી વેળા થોડી નવ બહુ કર્યું પાન પ્રીતિનું.
રમ્યા ને હ્યે હા! નથી નથી વિત્યાં પંચ વરષો.
ત્યજ્યો એ સ્થિતિમાં તદપિ ન ગણું વાંક તુજનો.

૨.

ગયું માનું હૈયું સહચર ગયો પ્રેમ પ્રભુનો
પ્રીતિને હૈયું એ પુનરપિ મળે ના જગમહિં;
ગયું હૈયું કિન્તુ જનનિપ્રતિમા છે હૃદયમાં,
ઝબુકે છે તે તો ઘડી ઘડી અહો આ હૃદયમાં!

૩.

પિતાની પ્રીતિનું ઝરણ વહિ ગયું કો નૂતનમાં
નથી ત્હેની પીડા મુજ હૃદયને સ્પર્શ કરતી;
ભલે તે સુખી રો' મમ જીગરથી આશિષ દઉં
નિહાળી શું માડી હૃદયપટમાં જે વસી રહી

૧.



"मध्याह्ने दववह्निनोष्मसमये दंदह्यमानाद्रिरे
"कृच्छ्रान्निर्गतमुत्तृषं जलमथो त्रीश्यैकरक्षाक्षमम् ।
"प्रेम्णा जीवयितुं मिथ पिब पिबेत्युच्चार्य मिथ्या पिबन
"निमग्नास्यमपीतवारि हरिणद्वन्द्व विपन्नं वने ॥"

## અર્થ.

મધ્યાહ્નકાળ થયો છે અને એ તાપની વેળાએ પર્વત દવના અગ્નિથી ભડભડાટ બળે છે તેમાથી હરિણ હરિણીનું જોડું મહા પ્રયત્ને નીકળી શક્યું અને તૃષાનું માર્યું એ જોડું જળ આગળ આવ્યું પણ જળ તો એકજ જણની રક્ષા કરી શકે એટલું હતું. આ બેમાથી આ જળ કોણે પીવું? આણે જાણ્યું - એ જીવે અને આણે જાણ્યું કે આ જીવે. એમ પ્રીતિથી પોતાના જીવની ઉપેક્ષા કરી અને સામાનું જીવન ઇચ્છ્યું પોતપોતાના મનમાં આમ ધારી, નર અને માદા પાણીમાં ખોટું ખોટું મ્હોં બોળી રહ્યા અને "તું પી, તું પી." એમ એક બીજાને માત્ર કહેવા લાગ્યા ત્હેનું ફળ એ થયું કે બેમાથી કોઇએ પાણી પીધું નહિં અને **પ્રેમી જોડું**—**રંક હરિણનું જોડું**—વનમાં મરી ગયું.

**પ્રવીણ.**

# પ્રસ્તાવના.




લઘુ ગ્રંથને પ્રસ્તાવનાની જરૂર છે? શું "આકાશી પોથી" નામક કાવ્ય ત્હેને માટે બસ નથી?

"જેને જે અભિલાષ હોય મનમાં પુરા કરો સૌ પ્રીતે"

શું ત્હમારા મનની ભિન્ન ભિન્ન અભિલાષા પરિપૂર્ણ નથી થતી?

'થોભો ભાઇ ઉતાવળા નવ થશો સૌને ગમે તે અહિં'

ચાલો મ્હારા સુબાલ્ય તરંગો સાથે "મ્હારા રમવાના સ્થાનમાં" જઇએ. શું આ સ્થળે આપને "વિસામો" વળતો નથી? અરે હું બાલક છું કરી આપને આ બાલ્ય બુદ્ધિ નહિં ગોઠતી હોય. અરે પણ આપે "જગતની ગડમથલ"નો ત્યાગ કરીને કુદરતદેવીનો પ્રેમ પાલવ નથી પકડ્યો.

જુઓ આ પૂર્ણિમાના શશિરાજ આપણને નોતરે છે આવો આવો ત્હેની સહે ઘડીક "વાર્તાલાપ" કરીએ અરેરેરે પણ શી ખુશાલીની વાતો કરવાની હતી? માત્ર દુઃખીત હૃદયના "રડતા રાગ" અને તે સુણી 'રડનારાંની સાથે રડવાનું" દેશ પીડાય છે. બન્ધુઓ, માતાઓ અને બ્હેની જનો નિર્માલ્ય થયા છે સ્વાદસ્તે કરી પીડાય છે. સ્વર્ગિય રાજ્ય જેવું આ મહાન રાજ્ય છતા આપણ મૂર્ખાઓ દુઃખમાં સડીએ છીએ પ્રભુ પ્રભુ "મ્હારી આશાઓ"ની સુમધુરી વેલીઓ નવ પલ્લવિત ક્યારે થશે? પિતા હાલે તો એજ "પ્રાર્થના" છે કે "જન્મી પ્રભુ ભારતને ગર્જ-તોજ મુકો."

અરે આ શું 'પ્રસ્તાવનાની જરૂર છે' પુછનારે તો કાંઈ આડું ને અવળું વેતરી નાંખ્યું. હશે ભાઈ હોય એમજ હોય, બાલ્ય બુદ્ધિ સ્થિર ભાગ્યેજ

હોય છે. હાવે રત્ન છે. તેંડ પ્રાર્થના પણ છે. આ સ્વર્ગ સ્વરૂપી આર્ય ભૂમિની ભાવિક ઉન્નતિ તદ્‌મારાજ હાથમાં છે. અને 'ગજવો ભરતે નવી કેવી લીલા" તદ્‌મારાજ સુદસને ગજવવાની છે. પ્રેમ તુલ્ય હાલના રાજ્યકેવો આપણને ખાત્રીથી સુસ્હાય થશેજ. હયો રત્ન

"આવું ભાઈ વળાવવા સુખી રહો આશિષ મ્હારી સદા.'

શ્રી રામજયન્તી,
મંગળવાર.
તા. ૧૫—૪—૧૩.

"પ્રેમયોગી."

---

## ઉદ્‌ગાર.

સાક્ષરોની દષ્ટિબિન્દુથી કવાયલા ઉદ્‌ગારોની રસિકતા સ્વતઃ આવિર્ભાવ પામે છે.

આ સિદ્ધાન્તને ધ્યાનમાં લેનારા રસિકો ! આ કાવ્ય રસની પાત્ર અવસ્થા આપનેજ અર્પણ કરૂં છું.

આ ન્હાનકડો કાવ્ય ગ્રંથ, અમારા બન્ધુ "પ્રેમયોગી"નાં, એક વર્ષમાં રચાયેલાં કાવ્યોનો માત્ર સંગ્રહ છે છેવટ એટલુંજ કહી વિરમશું કેઃ—

"જેના શોધક જે બને મધુરવું ત્હેને નકી લાગશે,
"સૌ સૌમાં પ્રભુએ ભરી અજબતા તર્ણુ નકામું નથી."

હનુમાન જયન્તી
રવીવાર,
૨૦—૪—૧૩

**શાસ્ત્રી. ચી. હ. ભટ્ટ.**

તા. ક.

રા "પ્રણયી"ની અમુલ્ય સ્હાય માટે તથા અન્ય બન્ધુજનોની સ્હાય માટે અન્તઃકરણપૂર્વક પ્રેમ પ્રદર્શિત કરીએ છીએ.

પ્રથમ પ્રયાસથી મુદ્રણ કળા આદિ ઘણા દોષો રહી ગયા છે.

# અનુક્રમણિકા.



૧.



બની પ્રેમી યોગી ગરીબ દીલનાં દર્દ લૂછજો,
દયાના ભંડારો સહુ જગતને કાજ ખૂલજો;
પ્રીતિના પાઠો હા! પઢવી પઢવી પ્રેમ પ્રગટો,
દુઃખીના દુઃખોને મૃદુ કરવડે સ્પર્શ કરજો.

"પ્રેમયોગી".



# પ્રેમયોગીનાં કાવ્યો.

## આકાશી પોથી.

૧.



દૈવી પુસ્તક કો મળ્યું પ્રભુથકી ડાંડી પીટી દેશમાં,
જોવા સૌ મળવું નિમંત્રણ સુણી પિતાતણી ચોપડી;
શ્રદ્ધાળુ જન મેદની મળી અહો ખુલ્લી અમે પોથી તે,
જેને જે અભિલાષ હોય મનમાં પૂરા કરો સૌ પ્રીતે.

૨.

પ્હેલું પાન ઉઘડયું મહિં રમકડાં બાલોતણાં જોઇને,
બચ્ચાં ખૂશ થયાં હસી ઉચરતાં પોથી બહુ આ રૂડી;
બીજાને ગમતી નહિં બબડતા મૂર્ખો લહિ મુજને,
ચિત્રો બાલતણાં અમે નથી લહ્યાં શા કાજ આમંત્રિયા.

૩.

થોભો ભાઈ ઉતાવળા નવ થશો સૌને ગમે તે અહિં,
બીજું ફેરવતાં વીરો અસિ સહિ મારો અને કાપજો;
સૂણી વીર નરો વદે ખૂશ થઈ પોથી અહો વીરલી,
ઝાંખા અન્ય જનો પડે તહિં ત્રીજું ખોલ્યું અમે પાન કું.

૪.

હોમો સ્વારથને ત્હમો ગરીબનાં હૈયાં પીવો પ્રીતથી,
ચોથામાં વળી એમ હા અવનવું સૌને ગમે તે જડયું;
જેના શોધક જે બને મધુરવું ત્હેને નકી લાગશે,
સો સોમાં પ્રભુએ ભરી અજબતા તર્ણું નકામું નથી.

## પ્રાર્થના.

૧.



પ્યારા પ્રભુનું પૂજન પૂજશું પ્રેમે.

૨.

સીતા સરીખી સતી સુન્દરીઓ—
મ્હાલે આર્યોદ્યાને.—પ્યારા૦

૩.

લક્ષ્મણ જેવા વ્હાલા વીરા—
પ્રેમ થકી પ્રીત જોડે.—પ્યારા૦

૪.

બહુ બહુ ખૂબી ગુણ ગ્રાહક થઇ—
પ્રીતેથી પાસે ધરીએ—પ્યારા૦

૫.

તો તો પ્યારા સૌ બન્ધુઓ—
પ્રેમયોગી બની જઇએ-પ્યારા૦





## "પ્રાર્થના"નું વિવેચન.



અંતઃકર્ણ પૂર્ણ પ્રેમથી જેના પ્રતિ આકર્ષાય છે તે પ્યારા, વળી સર્વાંશે જેના સુગુણો પૂર્ણત્વને પામ્યા છે, જેને પ્રેમયોગ સાધ્ય છે તે શ્રી રામચંદ્ર પ્રભુનું અમે હૃદય મન્દિર માં પ્રેમથી પૂજન પૂજીએ છીએ.

પૂજન કરનારને કાંઇક આન્તિક વાંચ્છના હોય છે; તેમ અત્ર પણ છે કેઃ—**સી**તાના જેવી ઉત્તમ ગુણ ઐશ્વર્યવાળી સતી માતાઓ આ **આર્ય**ભૂમિમાં ઘરેઘર મ્હાલો. વળી અન્ય યાચના પણ છે કેઃ—**લ**ક્ષ્મણ જેવા પવિત્ર હૃદયના પુરૂષો થઈ આ સતી માતાઓપ્રતિ લક્ષ્મણ દૃષ્ટિથી જુએ. આ યાચના બાદ પૂજનકારે શ્રી **રામચંદ્ર** માંથી ભિન્ન ભિન્ન સુગુણોના ગ્રાહક થઇ પોતાના જીવન પ્રવાહમાં ભેળવવાના છે. પ્રિય બન્ધુઓ ! જો આ મુજબ આપણુ કાર્ય પાર પડયુ તો પછી સર્વ જણ પ્રેમયોગીજ બની જઈશું.

આહા ! ત્યારે **આર્ય**માતા આનંદ સાગરે ઝુકી જશે. ! !



# ઉપવનની અલૌકિક પ્રેમી લહરીને નિમંત્રણ.

૧.



અહો સ્નેહિ ગોષ્ઠી મધુપ કવતો કુસુમ કને,
સૂણે ગુલો પ્રેમે મુખ કમળ ત્હેનાં પુલકતાં;
અને સુગન્ધિ હા'સ્મિત સ્વરૂપ ત્યાંથી નિરઝરે.
સુસાહિ ંદવી તે અનિલ લહરી હા' પ્રસરતી.

૨.

વળી આંબા ડાળ્યે પ્રણય કવિતા કોકિલ ં કવે,
સૂણે ન્હાડો પ્રીતે પ્રતિ ધ્વનિ પડે પાડ હૃદયે;
સૂણી પક્ષિ ટોળાં કિલકિલ કરી કાવ્ય રચતાં,
તરૂઓની શાખા પ્રણયનિદરે હા' ઝુકી જતી.

૩.

નદી સ્વચ્છન્દે આ ગમન કરતી પ્રિય પતિ શું,
અને અર્પે પ્રીતે હૃદય નિજનું નિજ પતિને;
પ્રીતિ જે શું લાગી तत्त्वमस्मि તણું જ્ઞાન પ્રગટયું,
અભેદાભેદોના નહિં કદી સવાલો તહિં ઉઠે.



૪.

અલૌકિકે પ્રેમી ઉપવન તણી ઓ સુલહરી,
રૂડા આર્યોદ્યાને વહિ પ્રણય પાઠો પઢવજે;
સિંચી શુષ્કાયુષ્યે પ્રણય અમીની ધાર નવલી,
અમો આર્યોના તું હૃદયપટમાં હા ! વહિજજે.

## ગજવો ભરતે નવી દૈવી લીલા

૧.



ભીમ શા વીરલા નરવીર અહિં,
વદી સત્ય યુધિષ્ઠિરની રીતથી;
વળી પ્રેમ તણા ધરી યોગ રૂડા,
ગજવો ભરતે નવી દૈવી લીલા.

૨.

હનુમન્ત સમા બની બાળપણે,
બ્રહ્મચારી કરો નિજ દેશ ઉંચે;
નહિ આર્ય સમો પલટાઈ ગયો,
પણ આપણ છેક બન્યા મૂરખો.



૩.

શું નથી ત્હમને કંઈ ખેદ થતો,
ડુબી છો ગયલા દુઃખ સાગરમાં;
સુખવું ન બને, ઉઘવું ન બને,
ભલ ઉઘવું જો સુખ ના ગમતું.

૪.

ઉઠી હા તમ સૌ અંખિઓ ખૂલવો,
દુઃખડાં પકડી ઝટ કાપ મૂકો;
સુખમાં સુરીતે પછી સ્નાન કરો,
નિજ બન્ધુજનો સહિ સાથ ત્હમો.



## વિવેચન.

—૦—



અહિ એટલે આ આર્યભૂમિમાં ભીમ જેવા વીર નરો, એકલી વીરત્વતા નહિં પણ સજોડે યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર અને ભીષ્મપિતામહની પેઠ અડગપણે સત્યતા ધારણ કરી, વળી વધુમાં પ્રેમના યોગ ધારણ કરી અલૌકિક સ્વર્ગિય નૂતન લીલા ગજાવો.

હનુમન્ત જેવા બાળ વયથીજ બ્રહ્મચર્યયોગ ધારણ કરો. આથી શારીરિક ઉન્નતિ થશે. બાદ પ્રથમ સૂચક ગૃહસ્થાશ્રમ માંડો. આ સ્વદેશને ઉચ્ચગત દશા અર્પવાની સુચાવી છે.

કોઈ કોઈ જનો આતો કલિયુગ છે, એમ બ્હાનું બતાવેછે; કિન્તુ ભાઇ મને તે માન્ય નથી. હું તો કહુંછું કે આર્ય સમો એટલે આર્યોની પ્રાથમિક દશા લેશમાત્ર સમયે બગાડી નથી, પણ મૂર્ખતા કારણભૂત છે.

અરેરે ભાઈ શું ત્હમને આ મૂર્ખતાથી શોચવી પડતી દુઃખીત દશા ખેદયુક્ત નથી લાગતી? અરે ત્હમને જ્ઞાન નથી કે ત્હમો કકળાટ સમુદ્રમાં ડૂબી ગયેલ છો.? સંસારમાત્ર કકળાટ સ્વરૂપ ભાસેછે. આર્યોની પવિત્ર પ્રેમ જ્યોતિ અહા! ક્યાં લીન થઈ ગઈ!!!

'સુખ મળે' 'સુખ મળે' એમ મિથ્યા બૂમો મારો છો, પણ માત્ર તે કર્તવ્ય વિના-ઉંઘતાં. મારૂં કહેવું એમ છે કેઃ-સુખવું-સુખ ભોગવવું અને ઉંઘવું-અકર્તવ્ય રહેવું-એ બે કદી પણ સાથે બનનાર નથી. પછી જો ભાઈ ત્હમોને સુખ વાચ્છાજ ના હોય તો ઉંઘો-પડયા રહો. સર્વ જાગવા તૈયાર થતા હોય એમ કલ્પિ આગળ કાવ્ય પ્રવાહ વહે છે. ઉઠો જાગૃત-કર્તવ્યપરાયણ-થાવ અને કર્તવ્યરૂપી અમોલી તરવારથી સંસાર સુખમય કરો. બાદ સુખમય સંસાર સમુદ્રમાં સ્નાન કરો. અરે જોજો ભૂલતા. એકલપણે નહિં પણ "નિજ બન્ધુ જનો સહિ સાથ".

—o—



## પ્રિય હસ્તાક્ષરે મ્હેલો પત્ર.

૧.



છુટે હાથે મધુર મધુરી ભાષ્યમાં વિચરેલો
વાંચી વ્હાલી હૃદયત્રિપુટી હાસ્યહાસ્યે ભરી લ્યો;
નેત્રો મિંચી નજર ધરતાં પ્રેમ મૂર્તિ ખડી છે,
આલિંગે છે હૃદય પટમાં પ્રેમ વ્હાલો જડે છે,

૨.

* ઝીણું મીઠાં મૃદુલ કુસુમો ધીર હસ્તે ખરેલાં,
વ્હાલાંની જે હૃદય ઝરણી પ્રેમ રેલે તણાતાં:
શબ્દોચ્ચારો મનન કરતાં કાંઈ કાંઇ જડે હો !
સ્થિતિ મ્હારી અનુપમ થતી વર્ણવી ના શકું જો.

૩.

વાંચી વાંચી નૂતન સ્મૃતિઓ દ્રષ્ટિમાં આવતીહા !
ન્હાના વિધે દરશન સમે ભાવ રૂડા થતા'તા;
આવા ભાવો નિશદિન હજો પત્ર રૂડા મળન્તા,
ઇચ્છુ ના હું જરી પણ જીહો દૂર વ્હાલી સ્થિતિમાં.

---

* આ કડી, આ કાવ્ય માટે, રા. પ્રણયીએ યોજેલ છે.





# મ્હારે રમવાનું સ્થાન.

૧.



વ્હેતી જ્યાં સરિતા રૂડી રમતમાં ગીતો પ્રભુનાં ભણી,
તેડે આંબલિયામહિં પવનની લ્હેરો નવી આવતી;
કોકિલા ટુહુકો કરે વહિ જતો વાયુ સહે નાચતો,
ત્હેવા સ્થાન મહિં ન્મું હૃદયની વાર્તા કહું ત્હેમને.

૨.

પ્હાડો દૂર ઉભાપણે પ્રતિધ્વનિ ભેટી ફરી આવતા,
લોભે દ્રષ્ટિ અહા ! ઠરે નજર ત્યાં લીલા પ્રભુની લહું;
૧ ત્યાંતો દેવી–મયુર–વાહન કલા નાચે કરી, હર્ષ ત્યાં,
ત્હેનો ટેંહુક શબ્દને ટુહુકડો મિશ્રિત થાતા ભલા.

૩.

રે સંસારી ! ઘડી ત્હમો ખટપટો ત્યાગી અહિં આવજો,
વિસામો મળશે અને દુઃખ સહુ ભુલી જશો ગેલમાં;
થાશે ભાન પ્રભુ તણી ગહનતા સૌન્દર્ય સૃષ્ટિ તણું,
લાગે જો તરષા પીજો જળ રૂડું બેસી તરૂ છાયમાં.

---

૧ ત્યાં=પ્હાડપર દેવી—સરસ્વતિ—નું વાહન જે મયુર—કલાપી—તે કલા કરી નૃત્ય કરે છે ત્યાં હર્ષ છે.







૪.

ઇચ્છા જો તમ હોય હા વધુ કંઈ આવો ચઢો પર્વતે,
થંભો અલ્પ ઘડી અહિં શ્રમ ત્યજી સૂર્યાસ્ત નિહાળવા;
જુઓ દિનમણિ હવે ઉતરતા ક્ષિતિજમાં ડૂબશે,
ત્યાંસુધી રજનિ સહે દિન અહા સન્ધ્યા સ્વરૂપે ભળે.

૫.

ઝાડો આ અતિ ઓપતાં વન બધુ બિહામણું તે થશે,
આજે તો પૂનમે કરી શશિ રૂડા આકાશમાં ચલકશે;
ત્હેનાં શ્વેત કિર્ણોતણી રજઇઓ પૃથ્વિ પરે બિછશે,
તે વારે ફરી આ જશે ખૂબી ભર્યો દેખાવ જુદો બને.

૬

પક્ષિઓ ચણવા ગયેલ દૂર તે માળે વળે તાકીદે,
આવીને નિજ સ્થાનમાં કુટુંબસે' વિનોદમાં પોઢતાં;
નિદ્રા કોમળ હસ્તથી જગતને શાન્તિ મહિં મુકતી,
મ્હારે નો નત્ર ઉંઘવું શશિ સહે ગોષ્ઠી ઘણી ગોષ્ઠવી.

૭.

સંસારી ભલ જાવ હા નવ હવે થોભાય બાપુ ત્હમો,
હું તો ભાન ભુલી સદા ભટકતો લીલા પ્રભુની જહિં;
મ્હારો આશ્રમ છે પણે નિરખવા બાલો સહુ આવશે,
આવું ભાઈ વળાવવા સુખી રહો આશિષ મ્હારી સદા.



## સ્વાર્થમયી ન થઇયે.

૧.



સ્વાર્થમયી ન થઇએ મ્હારા વ્હાલા,—
સ્વાર્થમયી ન થઇએ.–સ્વાર્થ૦

૨.

દીન જનની વ્હારે ધઇએ મ્હારા વ્હાલા,—
સ્વાર્થમયી ન થઇએ.–સ્વાર્થ૦

૩.

સ્વદેશની તાલાવેલી ધરીએ મ્હારા વ્હાલા,—
સ્વાર્થમયી ન થઇએ.–સ્વાર્થ૦

૪.

દુઃખ દરિયે ડુબતા જનને મ્હારા વ્હાલા,—
સુખ હસ્ત આપી સહિએ.–સ્વાર્થ૦

૫.

બળતાને જળ સિંચી ઠંડીએ મ્હારા વ્હાલા—
સ્વાર્થમયી ન થઇએ –સ્વાર્થ૦

૬

ગરીબ વ્હારે ચઢજો મ્હારા વ્હાલા,—
સ્વાર્થમયી ન થઇએ.–સ્વાર્થ૦

## ગંગા તેડે સુખી જોડું. *

૧.

ગંગા કિનારે પ્રભુનો માનવી કો આનંદમાં;
જળ ચક્કી ચલાવન્તો સુખે દિનો કંગાળતાં.

૨.

ધરો નીલી ત્યાંતો સુખમલ પડે ખૂબ ખીલતી,
મધુરાં પક્ષિયો સુખમય ગીતોથી કિલ કિલે;
તહિં તે દૈવી કો વિરલ ગીતડું ગાઈ ચલવે,
રૂડી ચક્કી ત્હેની સુખ સરવરે ઝોલ ઝુલતાં.

૩.

કવે વાકયો આવાં "નહિં ખુરૂ ચહુ કોઇ જનનું,
"નહિં વૈરી મ્હારો જગત પટમાં કોઇ વિલસે;
"પ્રભુ મ્હારો પિતા જનની તરીકે ગંગી ગણુતો,
"પ્રિયા બાલો મ્હારાં ગૃહ જીવનમાં દેવ સરીખાં."

* આ કાવ્ય "The miller of the Dee" નામના કાવ્યનું અનુકરણ છે.



૪.



પાસેની નગરીતણો પિનાકી નામનો રાજા
પધારી ત્યાં એક દિને સૂણુતો હતો આ ગતિ.

૫.

સૂણી હર્ષાનંદે વન મઢુલીનું સૌખ્ય ગીતડું,
પ્રવેશી ન્હેમાં તે મલક મુખડે વાકય વદતો;
"નકી તું જુઠો ભા. અપ્રિય ગીતડું સત્ય નથીરે,
"કરે દેખાદેખી મન મમતાનુ દુઃખ દુણણુ.

૬.

"ભલે હું રાજા છું નગરી નજીકે ગંગી નદીને,
"બહુ દુઃખ બાપુ ગમગીન મહિં દીલ ગળતું,"
"વદે પ્રત્યુત્તરે નમન નમતાં હાસ્ય હસતાં,
"સૂણો બાપુ મ્હારા ગરીબજનના શાન્તિ સુખને.

૭.

"મળે છે ખોરાકી પ્રભુનજરથી નિત્ય અમને,
"ચહું છું પ્રિયાને વળી મધુરમાં બાલ પ્રિય છે;
"ચહું છું મિત્રોને નથી નથી નથી દેવું પઇનું.
"પ્રભુ મ્હારો પિતા જનનિ તરિકે ગંગી ગણુતો."



૮.

મુકી નિશ્વાસોને શ્રમિત દીલડે રાજ વદતો,
"સુખી થાતું કિન્તુ નવ કવિશ તું કાવ્ય નિતનું;
કરે દેખાદેખી મન મમ તણું દુઃખ દુઃખણું.
"નહિં હું શકતો હું તુજ સરીખડું સુખ ભવવા.

૯.

"અહો ! ત્હારી ટોપી મુજ મુકુટની તુલ્ય નકી છે;
"અને ત્હારી ચક્કી મમ વિભવની તુલ્ય નકી હો !
"અહો ! ચક્કી વાલા સુખ સરવરે તું ઝુકી જજે,
"તમારા જેવાથી ભરત બનશે સ્વર્ગ સરીખું.

## જગતની ગડમથલ.

૧.



ભૂમિ કેરી ગડમથલ જે કાંઇ વ્હાલી નથી હો !
ગોથાં ખાશે નહિં સમજતાં લદ્દબદ્દ ત્યાં રહેશે;
આ વાતેથી સમજી જઇને દૂર તું તો જ રે'જે,
નક્કી ત્હારા પ્રણયી દીલને શે'જ ધકકો ન દેજે.





૨.

ઇચ્છું જો તું ગડમથલ તો [1]ડીલમાં મન રેડી,
સાચા માર્ગે નિકળી પછીને ઇશિને લાવ તેડી;
પૂરી પ્રીતિ મનથી કરીને, ઝાલીને આ રિવાજ;
આવી સ્થિતિ ગડમથલ આ શ્રેય ત્હારૂંજ થાય.

૩.

એ વિભુના પ્રીતિ ચરણમાં નિત્ય તુંતોજ પોઢ,
સ્થિતિ આવી નિશદિન ચહું હે પ્રભુ! તુંજ આપ;
પિતા માતા ચરણ ચૂમીને તુંજ પાસે રમીશું,
પાયો ત્હારા મુજ હૃદયમાં પૂર્ણ પ્રેમેજ મુક્યું.

## શશિ સહ વાર્તાલાપ.

૧.



ઝબકી ઉઠયું હૃદયડું કંઇ ગીત ગાતું,
મ્હારે શશિ પૂનમનો ચળકી રહ્યો છે;
જુવે હસે વળી વળી મુજ મ્હારીમાંથી,
ત્હેના કંઈ અમી ભર્યા પ્રસરેલ તેજે.

---

૧ શરીર અને મન એક કરી.



## દુઃખ ક્યાં છે ?

૧.



પ્રભુના મ્હેલમાં વસવું, પછીથી દુઃખ શાનું છે?
મળે માગે મુખે જે જે, પછીથી દુઃખ શાનું છે?

૨.

સૂર્ય ચંન્દ્રો કરે દિવા, પછીથી દુઃખ શાનું છે?
પવન ગાયે ગીતો દ્વારે, પછીથી દુઃખ શાનું છે?

૩.

ધરતી ધાન્ય આપે છે, પછીથી દુઃખ શાનું છે?
કદાપી દુઃખ ધારો તો, પછીથી દુઃખ છે છે છે.





# પ્રભુ જુની વાત કહો.

૧.



અમારી બુદ્ધિને અમહૃદયમાં વાસ વસજો,
કૃપાળુ દેવા હો અમ નીતિ રીતિ શુદ્ધ કરજો;
અમો પાયે લાગી તુજ ચરણુ રજનેજ ધરીયે;
સદા માગું એવું દીન જન તણી વ્હાર ચઢજો.

૨.

ગયાં વર્ષો જુનાં જરી નવ રહે ઠેર ઠરીને;
ગયા યોદ્ધા કોટી યુદ્ધ અરિતણું વેર વરીને;
ગયા લાખખો રાજા અવનિ તણું રાજ્યેય ત્યજી દઈ,
રહ્યા તું આદિમાં સમય તણી વાત ગણી ગણી.

૩.

કહો વાતો જુની મુજ હૃદયમાં વ્હાલ ઉપજે,
અમારી ઉત્કન્ઠા પ્રભુ તુજ વિના કોણ પૂરશે;
સદા ત્હારાં વાકયો મુજ હૃદયને શાન્ત કરતાં,
પ્રભુ હાસું લાહું તુજ ચરણમાં શિષ નમતાં.





## રાત્રીમાં બેન ગણી બચાવેલી વિધવા બાળા.

૧.



આકાશે ચળકટ રહ્યો શશિ વળી ઝીણા રૂડા તારલા,
વાયુ આ પગલે ધીમે ઠમઠમી ગાયે રૂડાં ગીતડાં,
શાન્તિથી સરિતા શશિ હૃદયમાં ધારી વહે નાચતી;
લીલા આ નિરખી રહું પ્રભુ તણી આનંદમાં ડોલતાં.

૨.



દૈવી સહુય રચના પ્રભુની નિહાળુ,
સૂણું કંઈ અવનવી પ્રભુની કવિતા;
ત્યાંતો થયો શશિ અહા નભમાંહિ લુપ્ત,
ઉડી ગઈ સહુ ખૂબી મુજનેજ ત્યાગી.

૩.

ઓહો આશું પ્રભુની ખૂબીઓ મુજથી છે અજાણી !
કે કાંઇ છે મુજ ભણતરે ભૂલ મ્હોટી ભરેલી ?
આહા તેવું નકી નકી હશે પૂર્ણ હું ના કદાપી,
પૂરો તેતો પ્રભુ સમજવો શાસ્ત્રની એજ રીતી.

૪.

અરે આવું કાંઇ મમ હૃદયનું મંથન હતું,
બધે વ્યાપેલી આ પ્રભુ હૃદયની શાન્તિ કુમળી;
થયા શબ્દો ત્યાંતો દીનજન તણી વ્હાર ચઢવા,
ઉભી બાળા કોઈ પડી નદીમહિં પ્રાણ ત્યજવા.

૫.

જવ થકી થયો શબ્દ શોકનો,
તરફ તે વળ્યો દોટમાં જ હું;
જઇ ગહ્યોજ મ્હેં હસ્ત ધ્રુજતો,
ચમકીને વદી ગાભરે મુખે.

૬.

" ત્યજી દે ત્યજી દે મુને, જીંદગી ખારી આજહા;
" મુકી વ્હાલા પતિ મ્હારા, મૃત્યુને શરણે ગયા.

૭.

" બાંધી પ્રીતિ જળચર સહે વારિમાં તે તણાયું,
" દોરી ત્હેને પ્રિય જીગરની આપી તે ના તૂટે હું;
" પ્રીતિ ત્હેની મુજ હૃદયને ડંખ બન્ધુ જ દે છે,
" દોરી ખેંચે મુજ જીગરને વારિમાં પાડવાને."

૮.

વદયો " બ્હેની એવું નવ નવ તમો સાહસ કરો,
"પ્રીતિને કાજે તો ત્યજી બધો સ્વારથ ત્હમો;
"બની **પ્રેમયોગી** ગરીબ દીલનાં દર્દ લૂછજો,
"દયાના ભંડારો સહુ જગતને કાજ ખૂલજો."




૯.

"પ્રીતિના પાઠો હા ! પઢવી પઢવી પ્રેમ પ્રગટો,
"દુઃખીના દુઃખોને મૃદુ કર વડે સ્પર્શ કરજો;
"હજારો રીતિથી શરીર જગને અર્પણ કરો,
"કુમારિકાઓને ગૃહિણી કરવા સ્હાયક બનો."

૧૦.



"વ્હાલા બન્ધુ ! જરૂર જગમાં ધર્મનો બન્ધુ મ્હારો,
"ત્હેં દીધો કંઈ અનુપમ મ્હને રાહ જાવા તરીને;
"વૈધવ્યોના નીતિ નિયમ હા ઉચ્ચ ભાઈજ ત્હારા,
"વિતી વાતો કહી જગતને સ્હાય થાઉં નકી હું.

૧૧.

"તું બન્ધુની ભગિની બનીને જીંદગી આ સમર્પુ,
"મ્હારી બીજી સહય સખીના સુખના ભોગ કાજે;
"હોમાઈશું પતિ સુખી થશે સ્વર્ગથી હા નિહાળી,
"રાજી થાશે પ્રભુ નિરખતાં બાલ ત્હેના સુકાર્યે"





## વીર પૂંજન.

૧.

આવો વીરોના મંડપે પૂજન વીરોનું થાય છે,
જેણે ત્યજ્યો છે સ્વાર્થને પરમાર્થ જેનો ધર્મ છે;
શાૈર્યનાં પગલાં મુકીને આંગણું પાવન કરો,
નિજ વિર્યમાં વીરતા ભરીને ભ્રાતને વીરા કરો.

૨.

અર્ચો પછી તમ વીરતા નિજ ભક્તની ભક્તિ ગણી,
નચવો પછી તમ દેશમાં નિજ વીરતા નૃત્યે કરી;
કરીને ત્હમારાં કાર્ય પૂરણ સ્વર્ગમાં સરજો પછી,
પૂજા ત્હમારી પાઠવે દેવો બધા પણ દીન બની.



# ન્હાનાં બાલુડાં માટે ફુલ વાર્તા.

૧.

આવો અહિં રમતમાં તમ બાલકો સૌ,
ફુલો સહે રમત આપણુ આજ કીજે;
વાયુ ફરે નચવતો ફુલડાં રૂપાળાં,
તેવી રીતે હસવજો મુખડાં તમારાં.

૨.

પેલા જુઓ ભમર પુલની વાસ લેતા,
"ગું" "ગું" કરી ખૂશી થતા ફરતા મઝામાં,
તેવી રીતે ભણી તમો થઇ જ્ઞાની રૂડા,
આનંદમાં હરી ફરી બહુ ખૂશ થાજો.

૩.

સુંઘો તમે ખૂશ થઈ ફુલની સુંગધી,
માનો વળી પ્રભુ તણો ઉપકાર મ્હોટો;
જેણે અહા ફુલ બધાં કરીયાં રૂપાળાં,
ત્હેને નમો નમન હો કવિતા ગઇને.



## મધુર સ્વપ્ન.

૧.



જાણે ભેટું પ્રિય હૃદયને સ્વપ્ન એવાં જ આવ્યાં,
વાર્તાલાપો ચતુર મનના હાસ્યથી ઉભરાતા;
વ્હાલા મ્હારા પ્રણયી દીલને આજ ભેટું હું ભાવે,
લ્યો અર્પું હું તન મન સહુ નેત્ર અશ્રુ વધાવે.

૨.

એ અશ્રુ છે અધિક જળથી માત ગંગાજીના હો!
વ્હાલે વ્હાલાં વિરહ ટળતાં નેત્રનાં એજ ઝર્ણો;
ઝર્ણો કો' કે હૃદય ઝરણી હેત ત્હેમાં નિરાળું,
એ ભાવોના હૃદય પટમાં કાંઇ કાંઇ ભરેલું.

૩.

સ્વપ્નો આવે વિમળ રજનિ શાન્તિમાં હા વહન્તી!
આલિન્ગું હું પ્રણય પ્રતિમા નિત્ય દર્શું જ વ્હાલી;
દેખી મ્હારી પ્રભુ શી પ્રતિમા ભાન ત્હેનું કરાવે,
મુર્તિ દેખી નમન નમતાં તેજ ત્હેનું નચાવે.



## વર્ષા ઋતુમાં એક નિરાશી પાન્થ. *

૧.



કડકડી અહો ટાઢ વર્ષતી,
તિમિરથી ભર્યો દિન આ હતો;
મુશળ ધારથી મેહુલો ઝરે,
પ્રલય શું વહે વાયુ આ બધો.

૨.

મધુર દ્રાક્ષનાં ઝુમખાં આડે,
ખરેખરી જતાં હેર કુલને;
ખરી પડે બધાં પિત્ત પાંતરાં,
તિમિરથી ભર્યો દિ ઉદાસમાં.

૩.

ગરમી ના હતી સ્હેજ હર્ષની,
દુઃખીન દીલમાં શીતતા હતી;
મધુરી આશનો સૂર્ય આથમ્યો,
તિમિરથી ભરી જીંદગી બધી.

* આ કાવ્ય, રા. "Long Fellow"ના "The rainy day" નામના કાવ્યનું અનુકરણ છે.





૪.

મુશળ ધારથી દુ:ખ મેહુલો,
તૂટીપડયો અહા મસ્તકે સહુ;
પ્રલય શું વહે દુખ વાયુ આ,
ફરક ના મળે દેહ મેહમાં.

૫.

મગજ કલ્પના કલ્પતિ હવે,
ગતસમા તણાં સુખડાં બધાં;
ખરી જતાં બધાં આશ પલ્લવો,
તિમિરથી ભરી જીંદગી બધી.

૬.

પથિક એક કો આમ જલ્પતો,
ફરક તે જુએ દેહ મેહમાં;
જરૂર કલ્પિયું દેહ દુ:ખીઆ,
તદપિ ના કરી સ્હેજ કલ્પના.



૭.

તવ વદુ હવે શાન્ત થા અને,
દુઃખીત શોકને ત્યાગી દેજ તું;
*અરૂણ ગુંજતો અભ્ર પાછળે,
જરૂર તે હવે ખીલશે અહિ.

૮.

જરૂર જે ચડે તે પડે નકી,
પડતી ભોગવી ઉચ્ચતા ગ્રહે;
[1]જીવન વર્ષમાં ફેરલાં ભલા,
તિમિરથી ભરી જીંદગી રૂડી.

---

* "કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે." એ રા. મ. ન. દ્વિવેદીની કડી ઉપરથી સુચિત.

૧ જીવનની સુખ દુઃખ ઋતુમાં, દુઃખ-વર્ષા ઋતુનાં ફેરાં ઘેટાં બકરાં જુદાં પાડે છે-મહાન્ નરો બ્હાર આવે છે. જેમ વર્ષા ઋતુથી નૃતન અનાદિ નિપજે છે તેમ. આથી તે ભલાં છે.

## મન મોટું રાખો મહારાજ !

૧.



મન મોટું રાખો મહારાજ;
કરીએ નાનકડાં કેમ કાજ.—મન૦

૨.

પ્રભુના બાગમાં વિચરીએ;
મનડાં મોળાં કેમ કરીએ.—મન૦

૩.

દૈવી પૂત્ર પ્રભુના આપણ;
સરજ્યાં કાર્ય કરવા મહાન્.—મન૦

૪.

સરળ જગતના આત્મા એકજ;
પરમાત્માના ભાઈ! અંશ.—મન૦

૫.

કંઈ ઉચ્ચ દશા તમ પ્રાપ્ત કરીને;
ગજવો આ જગદુદ્યાન.—મન૦

## જાનકીની વિનંતી.

૧.



પ્રભુજી મ્હારા હો! જરી મુજ પરે રે'મ રહીને,
મુને સાથે તેડો નમન કરૂં છું વ્હાલ ગ્રહીને;
વનો લાગે પ્યારાં નિશદિન રહી પ્રાણ સહિતે,
કરી કર્તવ્યોને મુજ દીલ રહે મગ્ન બનીને.

૨.

બધા પ્રાસાદો આ તુજવિણુ વિભુ ઘોર દિસતા,
વસી સાથે ત્હારી સહિ શકિશ હું ટાંઢ તડકા;
ચહુના બીજું હું જમી શકીશ હું પર્ણ કુમળું,
અને એ પત્રાનું જમીન પર હું શે'જ બિછવું.

૩.

તમારી સેવામાં મુજ મન રહે [૧]અર્ક બનતું,
જરી વિખૂટામાં મુજ હૃદય તો [૨]પુંજ વળતું;
કહ્યું જ્ઞાની તું છું તુજ હૃદયને સાથ લઈ લે,
કૃપા નાથા દેવા તુંજ શરીરને સાથ લઈ લે.

---

૧ સૂર્યની માફક પ્રફુલ્લ થતું. ૨ ઢગલાની માફક હૃદય શોકલિન થતું.

## દૈવી જોડું.

૧.

ધીમી મીઠી પવન લહરી આમથી તેમ નાચે,
સંગે ત્હેની મધુર તરૂઓ હાલીને તાલ દે છે;
ચંદા ખીલી પ્રભુ હૃદયનો પાઠ રૂડો પઢાવે,
શાન્તિથી આ નગર સઘળું વ્હારથી પૂર્ણ ભાસે.

૨.

ના ના ત્હેવું નિરતિશય ના માંહિં ભેદો ભરેલા,
એ ભેદોના હૃદયપટને ન્યાળી લ્યો અત્ર ઉભા;
પ્રેમી પેલો વિમળ મનનો દૂર ઉભો વિચારે,
સુતી બાળા મધુર સુખમાં કાંઈ તેતો ન જાણે.

૩.

કિન્તુ! જુઓ પ્રિય જઇ ઉભો પ્રિયનું મુખ ભાળે,
ચુમ્બે છે તે પલપલ વળી નેત્ર અશ્રુ ઝરે છે;
બોલી ઉઠયો "પ્રિય દીલ ત્હને ચાહું છું પ્રીતથી હું,
"નક્કી ત્હારા ત્યમ જનતણા શ્રેય કાજેજ ત્યાગું."





૪.

સ્થિતિ ત્હારી અનુપમ અહો ! ત્યાગી દીધી બિછાની,
તેડી આણી પ્રીતડી કરીને હસ્ત જેનોજ ઝાલી;
એ પ્રિયાને અળગી કરીને ચાલીઓ વન માંહે,
જ્ઞાની બાપુ પ્રણયી દીલને ત્યાગતાં હર્ષ લાગે. ?

૫.

તદ્પિ ઝાલે તુજ શરીરને જહિ તે જાગતામાં,
ત્યાગી દેહ ગમન કરતાં પ્રાણ આપે પૂજામાં;
રોકી રાખી નમન નમતાં પુષ્પ જેવું વદે એ,
એ વાણી જે હૃદય દ્રવતિ દ્રવ્યમાં દ્રવ્ય રહે.

૬.

જાણે ના તે તત્ર હૃદયની વાત ઉડી વદેલી,
સૂતી છે તે મધુર સુખમાં કાંઈ તે નો ન જાણે;
કિન્તુ જ્યારે અરૂણ ઉગતાં પ્રિયને દર્શવાને.
ના દેખંતાં તરફડી મરે અશ્રુથી ઉભરાઈ.

૭.

ત્યારે લોશે તત્રવિણ વદો કોણ અશ્રુ ખરંતાં,
પેલી ભીની જમીન બની છે પ્રેમના તુજ ટીપે;
ત્યાંએ બાપુ જઈ નકી હવે ખેરશે અશ્રુ બિન્દુ.
ત્હારાં, ત્હેનાં, અશ્રુ ભળી જતાં અશ્રુ વેદી થશે હા. !



## મસ્ત ભણકાર.

૧.



ભલે લોકો કહે ગાંડાં, અમે ગાંડા અતિ તેથી;
ભલે લોકો કહે નગ્ન,
અમારે વસ્ત્ર નવ તેથી,

૨.

અમેતો રાખ ચોળીને, પડી રે'નાર શ્મશાને;
ત્હમારે આવવું પડશે,
અમોને ભેટવા કાજે.

૩.

અમારી ભસ્મને કાજે, બળીને ખાખ થાજો ત્યાં;
અમે દ્વેષી નહિં રડીએ,
અમેતો હાસ્ય કરવાના.

૪.

છતાં એ કાનમાં આવી અમુલખ મંત્ર ભણવાના;
પ્રભુ પાસે જવાની રીત,
ત્હમોને પૂર્ણ કહેવાના.



૫.

જહાં પર નૃપ હો કે દીન અહિં તો મંત્ર ગુણવાના.
અમારો છેડલો પકડી
પ્રભુને પંથ પળવાના.

૬.

સદા આનંદમાં રહેવું અમારો ચાલ એવો છે,
તમારે ચાલતી રાહે સદાયે ચાલવું પડશે.

૭.

કદી વાંકું પડે તમમાં
અમારો મંત્ર નહિં કહીએ.
ધકેલી મુકતા અહિંથી
રવડી મરવું પડશે.





## મ્હારી આશા. ૧.

૧.

ઉગી ભરી મુજ દીલે બહુ આશવલ્લિ,
ફાલે હમેશ નવી પાંદડીયો રૂપાળી;
કિન્તુ ન કોઇ કરમાય સુકી થતામાં,
પૂરી કરો પ્રભુ ત્હમો દીલનીજ આશા.

૨.

બાલા સહુ ભરતની રતિવાન્ થાઓ,
વિદ્યા સહે સહીપણું કરતાં શિખાવો;
સન્તાન શૌર્યયુક્ત ને વળી પ્રેમયોગી,
મ્હાલો ગજાવી રૂડી હિન્દની દેવ વાડી.

૩.

દૈવી વિવાહની નવી રીતનાજ લગ્ને,
રંગાવ હિન્દ તણી સન્તતિ બાલ બાલા;
ઘૂમો પછી ભરતમાં બની હર્ષ યુક્ત,
દુઃખો અને ગમગીની કકળાટ કાઢો.



૪.

ઉઠો પછી ગજવોએ નિજ માતૃ ભાષા,
ઉચે પદે ચઢવીએ બહુ ઉચ્ચ સ્થાને.
નાણેલ છે જનનિએ કંઇ લાજ શોડયો.
ત્હેને કહો ઉઠ હવે બતલાવ ખૂબી.

૫.

આવી ભરી મુજ દીલે રૂડી આશવલ્લિ,
પૂરી કરો પ્રભુ ત્હમેઃ દીલનીજ આશા;
બુરૂં થયું નથી થયું ભલ હોય બાપુ,
કિન્તુ દીયો હઠ લહી તુજ બાલકોની.



## ભીષ્મ પ્રતિજ્ઞા.

૧.



કદી સત્ય વદુ નહિં સત્ય પ્રભુ,
મુજ બુદ્ધિ બધી બગડેજ વિભુ;
થઉ ભ્રષ્ટ નકી સમજુંજ બધું,
નિત સત્ય વદુ નિત સત્ય વદું

૨.

ધરૂં ધ્યાન પિતા વળી માત તણું,
નિજ કર્મ કરી ગૃહકાર્ય કરૂં;
કદી ચૂક પડે મુજમાંજ પિતા,
દઈ શિખ કરો મુજ શુભ હિતા.

૩.

કદી બુરૂ ચહું નહિં અન્ય તણું
મુજ ધર્મ તણું વળી અન્ય તણું;
[1]દિલ શાન્તિ અને મનમાંજ ધરો,
તમ પાય પડું મનમાંજ વશો.

---

૧ અમારૂં તન મન શાન્તિ ને ધારણ કરો.

## બુલબુલ અને આગી કીડો.*

૧.



કોઈ બુલબુલે ગીતડાં રૂડલાં,
રજનિ બધી ગાઈ ખુશી કરીયાં;
સહુ ગ્રામ્યજનો ગીત કર્ણ ધરી,
ફરતાં ધરી હર્ષ તણી લહરી.

૨.

કંઇ પ્રાત થયો દિનદેવ ઉગ્યા,
તદપિ ન થયું ગીત મન્દ અહા;!
પણ કાર્યતણા શ્રમથી ભૂખમાં,
બુલબુલ અચેની બન્યું દીલમાં.

---

*આ કાવ્ય રા Cowper ના The Nightingale and Glow-worm નામના કાવ્યનું અનુકરણ છે.

૩.

બહુ આતુરતાથી સ્વદૃષ્ટિ કરી.
તવ આગીકીડો ચળકયો નીરખી;
રૂડી થોર તણી તજી વાડ નીચે,
બુલબુલ ઉડે જીવડા સમિપે.

૪.

ચણવાજ વિચાર કર્યો મગજે,
તવ આગીકીડો સમજ્યો હૃદયે;
બહુ નમ્રપણે વિનતી કરતો,
ઠપકા રૂપમાં ગૂઢ જ્ઞાન વદ્યો.

૫.

"મમ તેજ તણું મૂલ ના સમજ્યું,
"જયમ હું સમજું તુજ ગીત રૂડું:
"કરૂં ક્રોધ નકી, બગડે ગીત, તું,
"અપમાન કરી મુજ નાશ કરૂં.

૬.

"પ્રભુએ શીખવ્યું ગીતડું તુજને,
"ચળકાટ ખૂબી દીધી તેજ મુને:
"ગીતગાનથી તું રજની ભરતું,
"ચળકાટ થકી ખૂશ હું કરતું."

૭.

સુણી આગીકીડા તારૂં વાક્ય ઉડું,
મુજ વાત વદે, બુલબુલ નવુ
પરમાત્મિક જ્ઞાન દિપ્યું હૃદયે,
ચણુ શોધ્યું નવું કંઇ અન્ય સ્થળે.

૮.

અણસંપી અદેખી જનો અહિંથી,
સૂણી વાત અને કંઇ તત્ત્વ લહિ;
નિજ બન્ધુ સહે લઢશે નહિ કો,
ન અદેખી કરે સહુ બન્ધુ અહો!

૯.

પણ ગાય ગીતો, ચળકે ખૂશમાં
લગી જીંદગીની રજનિ વહતાં,
પ્રભુએ ખુબી અર્પી સહુ જનને,
સહુ વાત મહિં નકી માન દીયે.

૧૦.

નકી આર્ય મનાય સુનામ દીપે,
રહી શાન્તિ મહિં સહુને સુખદે;
નિજ બન્ધુ જનો સૂખમાં નીરખી,
રિઝનાર અને દુઃખ થાય દુઃખી.

## દૈવી પ્રતિમા.*

૧.



અહો હો દૈવી આ વિમળ પ્રતિમા છે અમી ભરી,
ભરી ભાવો રૂડા પ્રભુમય પણે તે વિચરતી;
બતાવી ચાતુર્યો જન સહુ તણા ચિત્ત હરતી,
બીજા દુઃખે દુઃખી પ્રણય રસથી તે ઉભરતી.

૨.

અહો દેવા ત્હેં તો ગૃહ અમ તણું પાવન કર્યું,
જગાડયા ભાવો કૈં નવીન મૃદુને કોમલ બધા;
દિશા દર્શાવી ત્હેં અમ હૃદયને રાહ ચઢવા,
પડી પન્થે બન્ધુ અમ હૃદય ત્યાં તો વિરમશે.



* આ કાવ્ય, રા. ભિક્ષુ અખંડાનંદને ચોથી સાહિત્ય પરિષદ વખતે વડોદરામાં જોઇને ઝરી ગયું છે. તેમનાં સ્તુત્ય કાર્યો માટે હૃદય પૂજ્ય બુદ્ધિથી તેમને ધન્યવાદ આપે છે.

## ખૂબીઓ.

૧.



ચહ્યું જે પૂર્ણ મનથી હા' સદા તે દૂર રે'વાનું;
જીગર ચાહે ભલે ન્હેને,
નહિં તે દૃષ્ટિ કરવાનું.

૨.

નિરંતર પૂર્ણ આનંદે, સદા હું દીલમાં રે'તો;
સદા સ્થિતિ નહિં ત્હેવી,
બન્યોછું દૂર આજે તો.

૩.

અહોનિશ દાનને દેતા, કરોડો માલ મિલકતના;
ખૂબી યે હા ભલી ન્યારી,
જુઓ તે દાનનું ખાતા.

૪.

હજારો દાસ દાસીથી, ભરેલા મ્હેલમાં વસતા;
જરી ઉંચું નહિં ભાળે,
બન્યા તે દાસ દાસીના.

૫.

રૂડા મ્હેલો ભલે બાંધ્યા, પડીને ધૂળ થાવાના;
નહિં ત્હેની જડે કરચી,
બળીને ભૂત થાવાના.

૬

કહી ઇચ્છો પ્રીતિ જડવા, પ્રભુની સાથ જડજો તે:
મરે ત્હેવી પ્રીતિ જુઠી,
જડીને શોચવું પડશે.

## આપણે બી વેરીએ છીએ.

૧.

બહુ આપણે બી અજાણ્યે વિખેર્યાં,
વળી વેરતા અદ્યપિ જાણ વિના;
ન સ્વપ્ને અમોને હતું જ્ઞાન તેનું,
ફળી ફાલી થાશે અહો વૃક્ષ મોટું.



૨.

કુડાં બી તણાં કુફળો ચાખવાનાં.
રૂડાં બી તણાં સુફળો ચાખવાનાં;
અરે લક્ષ વર્ષો અગાઉ તણાં બી,
ફળી ફાલી મોટાં થઇને પીડંતાં.

૩

અને આર્યભૂમિ તણી આ દશાહા,
નહિં વાંક કોનો, અમારો અમારો,
અમે કંટકી બી વિના જાણ વેર્યાં,
ભલે કંટકો પાય ભોંકે અમારા.

૪.

અરે બન્ધુપ્રેમે હવે યાચના છે,
રૂડાં બી વિખેરો રહી સાવચેત;
કરો ઐકય ભાષા તણું શીખી હિન્દી,
ગજાવો સુશીલા થશે સ્હાય રાજ્ય.



૫

બનાવો તમે ભીષ્મ, ભીમો સુવીરો,
દઇ બ્રહ્મચારીની દિક્ષા અનંત;
સુકન્યા બને બ્રહ્મચારિણી દેવી,
અલૌકિક લીલા ધરે આર્યભૂમી.

૬

કરો લગ્ન પ્રીતે બની પ્રેમયોગી,
સુદેવિ જગાવો સુચિ સ્નેહ જ્યોતિ,
સુકાર્યો રૂપી બી તમે આમ વેરો,
ફૂળે અલ્પ વર્ષે ફળો ચાખવાનાં.

૭.

નકી યાદ રાખો કરેલાં સુકાર્યો,
તથા શબ્દ બોલો મધુરો કે કુડો;
નકી તે કરે ફેરફારો અનંત,
નકી સ્હાય આપે નકી તે બુડાડે.

# અરણ્યમાં શૌર્ય દર્શન.

૧.



ઘાડા કો વનની મહિં ભટકતું જોડું હતું પાન્થનું,
દેવી એ દમ્પતિ હતું પ્રભુતાનું યાત્રા કરે દેશમાં;
દુઃખી જીગરી દેશમાં નિરખતાં પ્રેમેથી પંપાળતું,
તે આ ઘોર અરણ્યમાં વલવલે ભુલું પડયું બાપડું.

૨.



શોધે રસ્તો વન ત્યજી અને બ્હાર જાવા બિચારાં,
કિન્તુ ત્હેઓ તજસુસ કરી થાકીયાં આખરે ને;
પાસેના કૈં તરૂવર તળે પત્રને બિછવીને,
લાગેલો જે શ્રમ શરીરને બેસી ત્હેઓ નૂવે છે.

૩.

શાન્તિ કરૂં પતિ દીલે રતિ એમ ધારી,
કાન્તા ઉંડા હૃદયની કંઈ વાત કાઢે;
સૂણે પતિ ચમનમાં લટને રમન્તાં,
આહા રૂડું વન મહિં! સુખ ભાન દે છે'

૪.

પરન્તુ સૂણી આ પતિ કંઈ હવે નિદ્રસ્થ બનતો;
પછી નિદ્રામાં તે સુખ અનુભવે કાંઈ વીરલું;
અને ત્હેની કાન્તા પતિ મુખ નિહાળી હરખતી;
વદી "વ્હાલા વ્હાલા તમ દીલ સુખી જોઈ સુખી હું.

૫.

વાયુ આ સુખનો વહે ખૂબી ભર્યો ત્યા તો થયું શું ય આ!
આવે છે અહ વાઘ આ ઘૂરકતો શું હા થશે ત્હેમનું!!
સૂતેલા પતિને નહિં કદી અરે કાન્તા જગાડી શકે!
શું ત્યારે અહ વાઘ એ ઝડપશે કાન્તાતણા કાન્તને!!

૬.

નાના ત્હેવું કદી નવ બને કાન્તને ત્યાગી દેઇ,
જુઓ કાન્તા ઉઠી કઈ અને વાઘને આવવા દે;
આવ્યો પાસે બહુ ઘૂરકતો વાઘ તડંપા ભરન્તો,
તદ્પિ કાન્તા ગરદનથકી જોશથી ઝાલી લીધો.

૭.

ચાલે નહિં જરી અહા કંઇ જોર ત્હેનું;
કાન્તા મહિં કંઇ નવું રતિ તેજ આવ્યું;
આહા રતિ જગતમાં કરી ના શકે શું!
બ્રહ્માંડને વશ કરે રતિનુંજ તેજ!!

૮.

રતિ એ તો બાલા અપિચ સહુમાં અમૃત ભરે,
વળી પંપાળે છે મૃદુકર વતી દુઃખી દીલડાં;
અને ખેરે છે તે નયન કમલે હા પિલુડીઆં!
જલે ઝબ્કી જાગે જીગર મહિં હા જોશ કદી ભરે!

૯.

ઝાડ્યો હા મુખથી અને પટકીઓ યોજી દીધો ભૂતમાં,
કાન્તાને વનના પશુ જંગ શબ્દો સૂણી ઉઠયો કાન્ત હા !
દેવીને વનના પશુ સં નિરખી ધાયો બની બાકળો,
"વ્હાલી હા દીલની સખી પ્રિયતમે! પીડે ત્હને વાઘડો!"

૧૦

ભેટી કાન્તા પતિ દીલ સહે મગ્ન થાતી ઉરેથી,
"વ્હાલા વ્હાલા નવ ભય મ્હને શાન્ત થાઈ સૂણોને;
"જ્યાં સુધી હા રતિ રમણુ છે મુજ હૈયે ત્હમોથી!
"પિશા મુને કરી નવ શકે લેશ કોઇજ શક્તિ !"

૧૧.

સૂણી કાન્તા શબ્દો પતિલય બન્યો ઘોર સુખમાં,
વદ્યો " વ્હાલી વ્હાલી રતિવતી સતી શૌર્ય રમણી;
"મ્હને આ સંસારે જરૂર મળી તું દેવી વીરલી !
" અને તાર્યો ત્હેં હા જગત ઉદધિ જે વિકટ છે !!

# પરમાત્માનો બાગ.

૧.



દૈવીક આ ઉદ્યાન પ્રભુનું દૈવીક આ ઉદ્યાન.

૨.

પરિમળ ત્યાંથી પ્રસરી રહી છે,—
ચેતનકાર પરાગ—દૈવીક.

૩.

હૃદયપટમાં સ્નેહ પ્રદિપી,—
દૈવીક ગીત ગવાય—દૈવીક.

૪.

નિર્મળ પુષ્પો વિણી લેઇને—
ગુંથીએ કુસુમમાળ—દૈવીક,

૫.

દૈવી હૃદયના ઉંડા ભાવે—
અર્પો પ્રભુ શિવાય—દૈવીક.

# જન્મી પ્રભુ ભરતને ગજવીજ મુકો.

૧.

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

भगवद्गीता अ. ४ श्लोक ७.

૨.



આવું વદી ભરતને ઉંડી આશ દીધી,
પિતા હવે સમય તે નકી પાસ આવ્યો;
મૃત્યુ દશા અનુભવે સહુ ધર્મ આંહિં,
નિર્માલ્ય સ્થિત થઈ છે પડી આર્યભૂમિ.

૩.

સીતા સમાણી સતીઓ ભ્રમણાજ ભાસે,
ભીમો સમા વીર નરો ગપ મુકી શાસ્ત્રે;
આવું મનાય તહિં શું નૂર હોય હિન્દે,
ભીષ્મો સમા સતવદા ઝળકે ન અત્રે.

૪.

તારો હવે અવતરી પ્રભુ હિન્દવાડી,
દેવો તણી વીરલ આ રૂડી આર્યભૂમિ;
ત્હેની દશા ઉતરતી નિરખી અમારાં,
હૈયાં બળે ચણુચણી બહુ ન્હાય ઉઠી.

૫.

ઉદ્ધારવા વચનને કયમ દેઇ સૂતા,
ઉઠો પ્રભુ ઝડપથી લવ થોભશો ના;
જન્મી પ્રભુ ભરતને ગજવીજ મુકો,
ડંકો દીયો ફરી ત્હમો ભરતે અનેરો.

૬.

દૈવીક ધર્મ નવલો પ્રભુજી પ્રવર્તો,
જેમાં ઝુકે ભરતનાં સઘલાંય સન્તો;
સાચું વદે વળી બને સહુ પ્રેમયોગી,
લૂછે ગરીબ જનનાં દુઃખ અશ્રુ પ્રીતે.

૭.

શૂરી પ્રજા તરવરે ભીમ શી અલૌકિ,
"પ્રીતિ દયા" ઝરણનું પયપાન પીને;
રંગાય પ્રેમલગ્નથી નવલી પ્રજાઓ,
જોડાં બનો પ્રભુતણાં ભજી પ્રેમયોગો.

૮.

સીતા સમાણી સતીઓ સુખમાં સુહાગો,
ધર્મો સમા સતવીરો દિપવો હજારો;
જન્મી પ્રભુ કરજ આ પૂરી જાવ બાપુ!
શ્લોકે કહી કરજ તે કરીયું ત્હમોએ.

૯.

પ્રાચિ મઝા ભરતને ટૂંકમાં દીયો હા!
પિતા ત્હમો જગતના સ્હમજો સુરીત્યે,
ઉંચી દશા ભરતની, પડતી લહિને,
લ્હાએ કરી બરબડી દીધું છે અમોએ.

